શ્રી

# સ્નેહ-સરિતા

## નાટકનાં ગાયનો.

પ્રકાશક
બાપુલાલ બી. નાયક.
મુંબઇ ગુજરાતી નાટક કંપનીના માલિક

પ્રિન્સેસ થીએટર-સુરત.

આવૃત્તિ ૫ મી                    પ્રત ૩૦૦૦.



સુરત ખપાટીઆ ચકલાપર આવેલા ધી ન્યુ સમાચાર પ્રીન્ટીંગ પ્રેસમાં ખંડુભાઇ રામભાઇ નાયકે પ્રકાશક માટે છાપી.

સંવત ૧૯૮૨                    અને ૧૯૨૬

મૂલ્ય ૦-૪-૦

# પાત્રોની નામાવલિ.

## પુરૂષ પાત્રો.

કર્નલ સ્નેહચંદ્ર–કૈલાસ નગરનો એક લશ્કરી અમલદાર. ઇંદ્રસ્વરૂપનો વફાદાર 'એડીકૉન્ગ' પ્રિન્સેસ સરિતા કુમારીનો સ્નેહી અને સ્વામી; મહિલાઓનો દિલસોજ મિત્ર.

નિરંજન–એક શિલ્પશાસ્ત્રીના છુપા વેષમાં સ્નેહચંદ્ર.

ઇંદ્રસ્વરૂપ–કૈલાસનગરનો લોકપ્રિય રાજા; સરિતાકુમારીનો પિતા.

રણમલ્લ–કૈલાસ નગરનો પ્રપંચી સેનાપતિ; સ્ત્રીસ્વાતંત્ર્યનો કટ્ટો દુશ્મન; ઉષાકુમારીનો પિતા.

જંગમલ્લ–રણમલ્લના પુત્ર તરીકે ઓળખાતો કૈલાસ નગરનો ડીટેકટિવ અમલદાર, કાલિંદીનો પુત્ર.

મિ૦ સાહેબરામ મુછિમૂ મ્રોંજવાલા–જંગમલ્લના હાથ નીચેનો એક પોલિસ ઇન્સ્પેકટર; અબલાનો પતિ; "સ્ત્રી સ્વતંત્રતા નિષેધક મંડળનો" પિતા.

મિ૦ ગભરૂલાલ ગુંદરિયા–સાહેબરામનો મિત્ર, "નિષેધક મંડળ"ના ટીકાકાર મેમ્બર.

મિ૦ સંપટલાલ સોડાવૉટર–મિ૦ ગુંદરિયાનું પૂછડું.

મિ૦ દાદીબા તોપખાનાવાળા–"નિષેધક મંડળ" ના માનવંતા પારસી મેમ્બર, મિસ ડીલરૂબાના ભરથાર.

માનસા–રણમલ્લનો ખુશામતિયો, ઇરફી ખવાસ.

રંગીલારામ–"સાતમું ઘર" કરવા નીકળેલા રસિક વૃદ્ધ.

કુલીનકેતુ–સરોજપુરનો સાહિત્યવિલાસી, કલાપ્રિય, સુશિક્ષિત, શાણો નૃપતિ.

પ્રોફેસર પ્રવીણચંદ્ર–સરોજપુરનો બાહોશ ચિત્રકાર, કુલીનકેતુનો પરમ મિત્ર; ઉષાકુમારીનો પ્રિયતમ.

રસિમલ્લ–એક પુરૂષ–ચિત્રકારના છૂપા વેષમાં સરિતાકુમારી; થોડા સમય ઉષાકુમારીનું પ્રેમ પાત્ર !

ઉપરાંત શહેરીઓ, 'વેઇટર' વૉલંટિયરો. લશ્કરી અમલદારો, વગેરે

# સ્ત્રી પાત્રો.

સરિતાકુમારી—વિલાયતની મુસાફરી કરી આવેલી કૈલાસ નગરના વિદુષી રાજકુમારી, રાજા ઇંદ્રસ્વરૂપની પુત્રી; સ્ત્રીસ્વાતંત્ર્ય માટે લડત ચલાવનાર 'મહિલા સમાજ' ની નેતા; સ્નેહચંદ્રની પ્રિયતમા.

પ્રબલા—સરિતાકુમારીની માનીતી સખી, સાહેબરામના અન્યાય અને જૂલ્મ સામે બંડ ઉઠાવનાર તેની કર્તવ્યનિષ્ઠ, બહાદુર પત્ની.

ઉષાકુમારી—કાલિન્દીની પુત્રી તરીકે ઓળખાતી શત્રુમલ્લની પુત્રી, પ્રવીણચંદ્રની શિષ્યા અને અર્ધાંગના.

કાલિંદી—ઉષાકુમારીની માતા તરીકે ઓળખાતી ક્રૂર લાલચુ, પ્રપંચી સ્ત્રી, જંગમલ્લની જનેતા.

સુલોચના }
મધુરી } સરિતાકુમારીની સખીઓ.

દિલરૂબા—પ્રથમ "નિષેધક મંડળ" નાં ઉત્સાહી મેમ્બર અને પાછળથી તેના દુશ્મન; મિ૦ તોપખાનાવાળાનાં મોહોરદાર.

ઉપરાંત, દિલજાન વારાંગના, સખીઓ, કંચનીઓ, સ્ત્રી વૉલંટિયરો, 'મહિલા સમાજ' ની મેમ્બરો વગેરે.



# સ્નેહ—સરિતા

## નાટકની રૂપરેખા.

### અંક ૧ લો.

---

નાન્દી—મંગલ પ્રાર્થના અને વસ્તુસૂચન.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—કૈલાસ નગરમાં શ્વેતનીરા નદીને કિનારે રાજ્યમહેલ "કૈલાસ કુંજ"

કૈલાસ નગરની રાજપુત્રી સરિતાકુમારી વિલાયતથી લાંબે સમયે સ્વદેશ પાછી ફરેલી હોવાથી તેની પ્રિય સખીઓ તેને પ્રેમના ઉમળકાથી વધાવી રહી છે, અને તેના હૃદયના ભાવો સમજવાને પ્રયત્ન કરી રહી છે, એટલામાં મહારાજ ઈન્દ્રસ્વરૂપના વફાદાર 'એડીકૉન્ગ' કર્નલ સ્નેહચંદ્રનું આવવું. હિંદની સ્ત્રીઓની સ્થિતિ સંબંધી પાર્લામેન્ટ-સભાસદના આગે સ્ત્રીઓની વકીલાત કરવાનું સ્નેહચંદ્રનું વચન, સખીઓની વીદાયગીરી; સ્નેહચંદ્ર અને સરિતા એકલાં.

---

### પ્રવેશ ૨ જો.

સ્થળ—કૈલાસ નગરમાં મિ૦ સાહેબરામ મુક્તિફોજવાળાનું મકાન.

પોલિસ ઈન્સ્પેક્ટર મિ૦ સાહેબરામ મુક્તિફોજવાળા મેળાવડામાં ગયેલી પોતાની પત્ની પ્રબળાની રાહ જોતા અને અંતરમાં ધુંધવાતા ઉભા છે, ત્યાં પ્રબળા પ્રવેશે છે. તુરતજ સાહેબરામ તેને 'પુષ્પાંજલિથી' વધાવી લે છે પતિ—પત્ની વચ્ચે કંકાસ, સાહેબરામની ક્રુરતા, અન્યાય અને જુલમ

સહન નહિ થવાથી પ્રબળા સ્ત્રીસ્વાતંત્ર્યની લડત ચલાવવાનો નિશ્ચય કરી, ઘર છોડીને ચાલી જાય છે; સાહેબરામ પણ સ્ત્રીઓની વિરૂધ્ધ એક મહા મંડળ ઉભું કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઇ પોતાની પત્નીને 'બૉયકૉટ' કરે છે.

---

### પ્રવેશ ૩ જો.

### સ્થળ—" કૈલાસકુંજ " નું ઉદ્યાન.

આજે મહિલા સમાજનો વાર્ષિકોત્સવ છે સ્ત્રીઓની ઉન્નતિ માટે શાં પગલાં ભરવાં તે સંબંધી સરિતા તથા પ્રબળા વચ્ચે ચર્ચા, મહારાજા ઈંદ્રસ્વરૂપ તથા સ્નેહચંદ્રનું આવવું, સ્નેહચંદ્રની ભલામણથી મહિલા સમાજની માગ સ્ત્રીઓ ધ્યાનમાં લેવા ઈંદ્રસ્વરૂપે આપેલી આશા. મહારાજા અને કુંવરીનું શયન કરવા જવું. ગરબો ગાઇ સ્ત્રીઓનું વિદાય થવું. તુરતજ નદીને કિનારે એક હોડીનું આવવું હોડીમાંથી બે પુરૂષનું રણમલ્લ તથા જંગમલ્લનું છુપા ભયાનક વેષમાં ઉતરવું અને મહેલમાં મહારાજાનું ખૂન " ખૂન ખૂન " ની ચીસ સાંભળતાં સરિતાનું દોડી આવવું અને ખુનીઓના હાથમાં સપડાવું, વીજળીક વેગથી સ્નેહચંદ્રનું ધસી આવવું, સરિતાને છોડી ખુનીઓનું હોડીમાં અદ્રશ્ય થવું.

---

### પ્રવેશ ૪ થો.

### સ્થળ—ચેતનીરાને કિનારે એક ઝાડી.

ઈંદ્રસ્વરૂપનું ખૂન કરી છટકેલા સેનાપતિ રણમલ્લ તથા તેના પુત્ર તરીકે ઓળખાતા ડિટેક્ટીવ અમલદાર જંગમલ્લની મસલત.

---

### પ્રવેશ ૫ મો.

### સ્થળ—સાહેબરામનું દીવાનખાનું.

બેરી ઘર છોડી જવાથી સાહેબરામ પોતે ઝાડુ કાઢે :

રહ્યા છે ત્યાં એમના 'મિત્ર મી૦ 'ગભરૂલાલ ગુંદરિયાનું આવવું. સાહેબરામની હાસ્યજનક સ્થિતિ. એટલામાં મી૦ સંપટલાલ સોડાવૉટર, મી૦ દાદીબા તોપખાનાવાલા, તથા મિસ દિલરૂબાનું પ્રવેશવું. આ માનવંતા મેમ્બરોની મદદથી "સ્ત્રી સ્વતંત્રતા નિષેધક મંડળ"ની સ્થાપના.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### 'સ્થળ—કૈલાસ નગરમાં "ઇન્દ્ર સ્કવેર" નામનું ભવ્ય ચોગાન.

મહારાજા ઇંદ્રસ્વરૂપના શબને અગ્નિદાહ દેવાને નગરજનોની તૈયારી. સ્નેહચંદ્રનું કરૂણામય, માર્મિક ભાષણ. લોકોનું રણમલ્લ તથા જંગમલ્લ સામે ઉશ્કેરાવું. અચાનક સરિતા દોડતી આવે છે અને સ્નેહચંદ્રને ચેતવણી આપી નસાડે છે. સ્નેહચંદ્ર ઉપર રાજાના ખૂનનો ખોટો આરોપ મૂકી તેને પકડવા આવેલા રણમલ્લ તથા જંગમલ્લનું નિરાશ થવું.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—કૈલાસ નગરની બહાર એક ઝુંપડું.

નાસેલા સ્નેહચંદ્રનું આ ઝુંપડામાં છુપાવું. એટલામાં આ ઝુંપડામાં રહેનારી અને ઉષાના નામને શોભાવનારી એક નિર્દોષ મધુર છોકરી તથા તેની પાલક માતા ક્રૂર કાલિંદી પ્રવેશે છે. ઉષાકુમારી ઉપર કાલિંદીના ક્રોધાગ્નિની વૃષ્ટિ થઈ રહી છે. ત્યાં 'યથા નામા તથા ગુણા' રંગીલારામ નામના એક બુઢ્ઢા રસિક "સાતમું ઘર" કરવાને આવી પહોંચે છે. એક હજાર રૂપીઆમાં ઉષાને રંગીલારામ સાથે પરણાવવાનું કાલિંદી ચોકસ કરે છે. ઉષાનો કરૂણાલાપ, કાલિંદીનો જુલમ: સ્નેહચંદ્રનું દ્રવિત થવું અને ઉષાને બચાવવી, છેવટે લાલચું કાલિંદીને જાગીર આપી, ઉષાનાં

ખરાં માબાપની માહિતી આપનારા કાગળો મેળવીને સ્નેહચંદ્રનું ઉષા સાથે વિદાય થવું.

---

### પ્રવેશ ૮ મો.

### સ્થળ–રણમલ્લનો મહેલ.

રણમલ્લ તથા જંગમલ્લની પોતાની તરફેણમાં નવો પ્રજા મત ઉભો કરવાની યુક્તિ, નિષેધક મંડળનું આવી પહોંચવું. મહિલા સમાજની હીલચાલને તોડી પાડવાને નિષેધક મંડળ બીડું ઝડપે છે.

---

### પ્રવેશ ૯ મો.

### સ્થળ–કૈલાસ નગરમાં "જનક રસ્તો"

મહિલા સમાજનું સરઘસ ઉપડવાની તૈયારીમાં. જંગમલ્લનું પ્રવેશવું. સરિતાના પ્રેમની માંગણી; જંગમલ્લ અને રાજકુમારી વચ્ચે ચકમક. મહિલા સમાજનું ઉપડવું. સિપાહીઓ સહિત રણમલ્લનું આવવું. સિપાહીઓ અને મહિલા સમાજ વચ્ચે ઝપાઝપી. સરિતા અને પ્રબલાનું હોડીમાં બેસી આબાદ છટકી જવું. જંગમલ્લનું પાછળ પડવું.

ટૅબ્લો.



# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—કૈલાસ નગરમાં રણમલ્લનો આવાસ.

રણમલ્લ તથા તેનો અવાસ માનતા વારાંગનાના આનતાનમાં ગુલ્તાન.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—સરોજપુરમાં "વિહાર હૉટેલ"

કૈલાસ નગરથી ઉષા સાથે નાસીને સ્નેહચંદ્ર સરોજપુરની વિહાર હૉટેલમાં શિલ્પશાસ્રી નિરંજનનું નામ ધારણ કરી છુપા વેષમાં રહ્યો છે. સરોજપુરના રાજા કુલીનકેતુના મિત્ર ચિત્રકાર પ્રોફેસર પ્રવીણચંદ્ર સાથે તેણે મૈત્રી બાંધી છે, અને આજે પ્રવીણચંદ્રને ત્યાં માટે આમંત્રણ કર્યું છે. પ્રવીણચંદ્રનું આવવું. શિલ્પકળા સંબંધી ચર્ચા. પ્રવીણચંદ્ર પાસે ચિત્રકળા શિખવાની ઉષાની માગણી. માગણીનો સ્વીકાર. પોતાને ત્યાં નિરંજનને આમંત્રણ કરી ઉષાને લઈને પ્રવીણચંદ્રનું વિદાય થવું. તુરતજ સરિતા અને પ્રબલાનું પ્રવેશવું. બન્નેની મસલત. અચાનક પાછળ પડેલા જંગમલ્લનું દાખલ થવું. સરિતા ઉપર બલાત્કારની તૈયારી. નિરંજનનું વચ્ચે પડવું. જંગમલ્લનું નિરાશ થઈ ચાલ્યા જવું. શિલ્પકાર ઉપર રાજકુમારીનું મોહિત થવું.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—સરોજપુરમાં કાલિન્દીની વીશી.

કાલિન્દીએ સરોજપુરમાં આવીને વીશીનો ધંધો શરૂ કર્યો છે. છુપા રહેવાની ખાતર જંગમલ્લે આ દેશી વીશીમાં ઉતારો લીધો હતો. જંગમલ્લના ઉપયોગી કાગળોની ચોરી. કાલિંદીની કમાઈ. સરોજપુરમાં કલાનું પ્રદર્શન જોવા નીકળેલા હિલરૂભા તથા તોપખાનાવાળા આ વીશીમાં ઉતરે છે. "પરણું કે ના પરણું"નો નિર્ણય.

## પ્રવેશ ૪ થો.

## સ્થળ—સરોજપુરમાં પ્રોફેસર પ્રવિણચંદ્રનો "આર્ટ સ્ટુડિયો"

રાજા કુલીનકેતુની પ્રોફેસરને ત્યાં મુલાકાત એક મુખ્ય ચિત્રકારના વેષમાં પરિમલ નામ ધારણ કરી સવિતાનું તથા નિરંજનનું પ્રવેશવું. રાજા સાથે ઓળખાણ. રાજા તરફથી કલાના પ્રદર્શનમાં આમંત્રણ. કુલીનકેતુ તથા નિરંજનનું વિદાય થવું. જંગમલ્લના ખાનગી કામથી દાસી કાલિંદીનું પ્રવેશવું અને પ્રવિણચંદ્રને ખાનગી બાતમી આપવા બીજા ઓરડામાં લઈ જવો. પરિમલ ઉપર ઉષાનું વ્હાલ! એટલામાં દિલરૂબા તથા દાદીમા ફોટો પડાવવા આવે છે. ફોટાની તૈયારી. અચાનક નિષેધક મંડળના સભાસદોનું આવી પહોંચવું. રંગમાં ભંગ! મંડળની વિદાયગીરી. ઉષા અને પરિમલ વચ્ચે શૃંગાર વિનોદ!

---

## પ્રવેશ ૫ મો.

## સ્થળ—વિહાર હૉટેલ.

નિરંજન અને સવિતા વચ્ચે પ્રેમસંભાષણ.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ—સરોજપુરમાં "કુલીન મહાલય"

આજે કુલીન મહાલયમાં કલાનું પ્રદર્શન અને દરબાર ભરવામાં આવેલ છે. સર્વોત્તમ ચિત્ર ચિતરનારને ચાંદ આપવાની રાજાની ઇચ્છા. ચાંદ મેળવનાર સવિતાને નિરંજન ખુલ્લી પાડે છે. સર્વનું આશ્ચર્ય! મેડલ સ્વીકારતાં પહેલાં સવિતાની કેટલીક માગણીઓ એટલામાં જંગમલ્લનું પ્રવેશવું. સવિતાને સ્વાધીન કરવાનો જંગમલ્લનો સંદેશો. કુલીનકેતુએ કરેલો અસ્વીકાર. સર્વની લાગણી વચ્ચે સ્નેહચંદ્રનું ભાગી જવું કાલિંદીએ ચોરેલા કાગળો પ્રવિણચંદ્રને હાથે ખુલ્લા

ચવા. જંગમલની ગભરામણ અને ધમકી, કુલીનકેતુએ કરેલો તિરસ્કાર.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—કુલીન મહાલયનો એક ખંડ.

લડાઈની જલ્દીથી તૈયારી કરવા કુલીનકેતુની સ્નેહચંદ્રને સૂચના. સ્નેહચંદ્રને કમાંડર ઇન ચીફની પદવી. સરિતા અને સ્નેહચંદ્રનાં રીસામણાં–મનામણાં.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—સરોજપુરની વૉર ઑફીસ.

લડાઈમાં વૉલંટિયર તરીકે નોંધાવાને ઉષાનું આવવું. પ્રવીણ તથા ઉષાનો સ્નેહાલાપ. સરિતાનું પ્રવેશવું. ઉષા સામે સરિતાની મીઠી મશ્કરી. કમાંડર સ્નેહચંદ્રનું દાખલ થવું. વૉલંટિયરોનું નોંધાવું. દુશ્મનના ધસારાના સમાચાર, લશ્કરી અમલદારોને ઑર્ડરો. લડાઈનું બ્યુગલ.

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—રણુસંગ્રામ.

સરિતા અને ઉષા રણુસંગ્રામના ટેલીફોન ઉપર, સ્નેહચંદ્રના લશ્કરનો ટેકરી ઉપર ધસારો. રણુમલ્લના લશ્કરનો પરાજય અને તેનો વાવટો સ્નેહચંદ્રના હાથમાં, ટેલીફોન ઑફીસ ઉપર ગોળાઓ. પ્રવીણચંદ્રની ચેતવણી. સરિતાનું મૂર્છાગત થવું. સાહેબરામ ઘાયલ. ઍમ્બ્યુલન્સ કોર લઇને પ્રબલાનું પ્રવેશવું. રણુમલ્લ તથા જંગમલ્લ સરિતાને ઉંચકી જવાની તૈયારીમાં. પૂલ ઉપર ઝપાઝપી. પૂલને સુરંગથી ઉડાડી સરિતાને ઉપાડી રણુમલ્લ તથા જંગમલનું નાસવું. સ્નેહચંદે પાછળ પડવું.

ટૅબ્લો.

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ—કૈલાસ નગરમાં સાહેબરામનું મકાન.**

લડાઈમાં ઘાયલ થયેલા સાહેબરામને તેની પત્નીએજ બચાવ્યો હતો. પ્રબલા તેની સારવાર કરે છે, સાહેબરામનો પસ્તાવો. પ્રબલાની મમતા, નમ્રતા અને ઉદારતા, નિષેધક મંડળના બીરાદરોનું દાખલ થવું. કેટલીક જાણવા જેવી કબુલાતો, નિષેધક મંડળની પૂર્ણાહુતિ.

### પ્રવેશ ૨ જો.

**સ્થળ—સરોજપુર અને કૈલાસનગર વચ્ચેનું જંગલ.**

લડાઇમાં પરાજય પામ્યા પછી રણમલ્લ તથા જંગમલ્લ સરિતાને લઇ આ જંગલમાં છુપાઇ બેઠા છે, અને બંને રાજ્ય સામે બ્હારવટું ચલાવી રહ્યા છે, તેઓની પાછળ પડેલો સ્નેહચંદ્ર એક લૂંટારાના વેષમાં તેઓનો વિશ્વાસપાત્ર બની અહીં પહેરેગીર તરીકે રહ્યો છે; રણમલ્લ, જંગમલ્લ તથા પહેરેગીરની મસલત, સ્નેહચંદ્રનો રાજ્યાભિષેક તેમજ લગ્ન થઇ ચુક્યાં છે એવો જૂઠો સંદેશો ભોંયરામાં કેદ થયેલી સરિતાને કહેવાને પહેરેગીરને મોકલાવે છે.

### પ્રવેશ ૩ જો.

**સ્થળ—ભયાનક ભોંયરૂં.**

સરિતા કરૂણાલાપ કરી રહી છે ત્યાં પહેરેગીરનું દાખલ થવું. પહેરેગીર ધર્મસંકટમાં. એટલામાં રણમલ્લ તથા જંગમલ્લનું આવવું. પહેરેગીર જુઠા સમાચાર સરિતાને સંભળાવે છે. કોમળ હૃદયને આઘાત. રણમલ્લ તથા પહેરે-

મીંચવું પડ્યું. જંગમલ્લની હલકી ચાલબાજી. સરિતાની કરૂણ-રસ ઘટના અને લાચારી. પહેરેગીરનું અચાનક પ્રવેશવું. જંગમલ્લની નિરાશા અને નિમકહરામી, પહેરેગીર દૂર ચ્હેરા કરે છે, સરિતાના હૃદયતારનું તુટવું અસહ્ય રૂદન. દુઃખી, નિરાશ, વ્યથિત યૌવનના ભસ્મીભૂત થવાની તૈયારીમાં, નીમકહલાલ વેશમાં પહેરેગીરનું ધસી આવવું અને સ્નેહચંદ્રના દૂત તરીકે જાહેર થવું.

---

### પ્રવેશ ૪ થો.

### સ્થળ—પ્રવીણચંદ્રનું મકાન.

સ્નેહચંદ્ર ગુમ થવાથી ઉષા ધ્યાનમગ્ન. સંગીતમાં તલ્લીન થયેલી ઉષાનું નિદ્રાવશ થવું. પાછળથી કાલિંદીનું પ્રવેશવું અને ક્લોરોફોર્મની મદદથી ઉષાને ઉંચકી જવી. તુરતજ પ્રવીણચંદ્રનું આવવું. તેની વિહ્વળતા. ઉષાની શોધમાં ઉપડવું.

---

### પ્રવેશ ૫ મો.

### સ્થળ—ઝાડી અને નદી.

સરિતાને પહેરેગીરે નસાડી છે. રણમલ્લ અને જંગમલ્લની તાજુબી ! એટલામાં સરોજપુરની હોડીઓ નજરે પડે છે પહેલી હોડીમાં કાલિંદી તથા ઉષા; બીજીમાં પ્રવીણ. રણમલ્લ અને જંગમલ્લ હોડીઓને પકડે છે. ઉષા કાલિંદી તથા પ્રવીણના ખૂનની તૈયારી. એટલામાં અચાનક સરિતા કુમારીના સિપાહીઓ આવી પહોંચે છે અને સર્વને કેદ કરી કૈલાસ નગર લઈ જાય છે.

---

### પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—કૈલાસનગરમાં સરિતા કુમારીનો આવાસ.

સરિતા સ્નેહચંદ્ર સંબંધી વિચારો કરી રહી છે ત્યાં

રણમલ્લ જંગમલ્લ સાથે કેદ પકડાયેલા પડેરગીરનું પ્રવેશવું, સરિતા અને પડેરગીર એકાંતમાં પરસ્પર કસોટી. ચિન્તમાંને 'બનાવના વર્તા' પ્રિયતમનું બની જવું.'

---

### પ્રવેશ ૭ મો.

### સ્થળ—કૈલાસ નગરનો દરબાર.

સ્નેહચંદને હાથે જંગમલ્લ કાલિંદીનો પુત્ર છે અને ઉષા રણમલ્લની પુત્રી છે એવો આશ્ચર્યજનક ખુલાસો. રણમલ્લનો પસ્તાવો અને આપઘાત કરવાનો પ્રયત્ન. સ્નેહચંદ્રે કરેલો બચાવ. રણમલ્લ અને જંગમલ્લને સરિતા તરફથી ઉદાર ક્ષમા. તાજ સ્વીકારવાને માટે કુલીનકેતુની સરિતાને વિનંતી. એ તાજ સ્નેહચંદ્રને અર્પવાને સરિતાની જાહેર માંગણી. ઉદારતા, પતિપરાયણતા અને કર્તવ્યનિષ્ઠતાની ઝાંખી. સ્ત્રીઓની ભાવનાઓનું દિગ્દર્શન છેવટે સ્નેહચંદનું સ્નેહથી મહાત થવું અને તખ્તનશીન થવું. સ્નેહ—સરિતાનો મંગળ સમય.

ટેબ્લો.



# સ્નેહ–સરિતા
## નાટકનાં ગાયનો.

---

### અંક ૧ લો.

---

સૂત્રધાર— ૧

જીવન જ્યોત આધાર નાથ તું,
સત્ય–સિંધુ તું, સ્નેહ–સરિત તું,
સકલ જ્ઞાનનો સાર —નાથ તું૦
વિશ્વમંડળમાં બ્રહ્મપ્રકાશ,
અવની ઉપરિ આત્મ ઉજાસ,
સ્વર્ગ, મોક્ષ; નિર્વાણ, વિકાસન,
તારનાર સંસાર. —નાથ તું૦

નટી— ૨

આનંદે ઉર છાયાં,
સોહાવશે દિન આજ સુખસાર ભામા,
સુંદરી ને સ્વામી શોભનારાં —આનંદે૦
હર્ષભર્યાં છે દિલ અમારાં,
મોક્ષગિરિનાં દર્શન પ્યારાં,
છે અણમુલાં એ સુખ ન્યારાં,
ઉર આ મલકાય વ્હાલા.
પ્રાણથી છે પ્યારાં, મોક્ષ લ્હાણું. —આનંદે૦

સરિતા કુમારી— ૩

રસીલી ખીલી ચંદા.
અનેરી શાંતિ આપે રે એ સુખદા,
હસતી રસમૂર્તિ મધુરી નંદા —રસીલી૦
નવ નવ ધરતી કાન્તિ અનંગા,
પ્રેમધારા અહા અખંડા —રસીલી૦

સરિતાની સખીઓ— ૪

પ્રિય સખી પ્યારીને
પ્રીતિથી વધાવીને,
મેહનજર એ રીઝાવીને,
હેતે સતકારીએ. —પ્રિય૦
માતૃભૂમિ સદન,
આજ વળી વ્હાલી એ
સ્વર્જન ભૂલી નવ રજ
સ્નેહથી મિલાવીએ —પ્રિય૦

સરિતા— ૫

મન ઉજળાં વિમલાં મિત્રનાં,
કળિ દિલની ખીલી ફુલની,
જ્યમ શીતળ કિરણુ ઝરતાં એ ધવલાં —મન૦
કુમુદ વિકાસે જ્યાં કૌમુદી,
સ્નેહચંદ્ર–કુમુદ પ્રભા ખરે ચુંબે શશિ,
સરિતા—હૃદય વિરાગે જ્યોતિ હસી,
રસસૂના દિલમાં રસ ભરતાં સુખ કરતાં.
મીઠડાં સ્મિતડાં એ મધુરાં. —વિમલાં મિત્રનાં૦

અબલા— ૬

અબળા લાચાર બિચારી રે,
સ્વામીની દાસી અબળા લાચાર બિચારી.
પ્યારી પ્રાણ આપે તોયે નાથ ન રીઝે કાંઇ.
ભોળી મીઠાં વેણુ રીઝનારી રે —અબળા૦
માંદી મરે છો દર્દથી સંભાળ નારીની નહિ,
દાઝી બળે દિલ દુઃખથી, દેનાર દિલાસો નહિ,
દિન રાત સેવા નાથની, કરીએ હસી શ્રમને સહી,
પળ એકની ગલતી થયે, જીવનતણી સેવા ગઈ.
—અબળા૦

મહિલાઓ— ૭.

ખીલો આત્મતેજથી, નહિ શૃંગાર-રંગથી,
ઝીલો દિવ્ય દ્રષ્ટિને, રીઝો શું રંક રંગથી? —ખીલો,
ભલે પુરુષ સહ પ્રેમજ્યોતમાં જીવન પ્રકટાવો,
પ્રાણ જતી નહિ પૂજા અર્પે વ્હાલી ઓ કરમાયો,
મોહતણી પુતળી નાં મહિલા, પતિની નહિ કો છાંય,
આત્મ વિકાસે હૃદય પ્રકાશે નિજ ગુણ થકી પૂજાય.—ખીલો.

મજુરી અને મહિલાઓ—૮

મીઠા બોલે છે મોર,
કાળજા કોરમોર કોરતા,
મેઘ ગરજે ઘનઘોર,
એ ચિત્તડામાં પ્રેમકુપ ઢોળતાં. —મીઠા૦
વાયુ, વાદળ પંખીડાં, નવપલ્લવ ઉદ્યાન,
એકરસે રસબસ થયાં, કરીને કુદરત પાન;
છે આલમ રસબોળ,
સૌ કામિનીને કામબાણ કોપતાં. —મીઠા૦
ઘેલુ મન ગુંજી રહ્યું પ્રેમગીત કલ્લોલ,
વ્હાલમ નામ રમી રહ્યુ અંતરમાં અણમોલ;
એ મોંઘેરા કોલ,
ના, વિરહિણીનાથ! આજ તોડતા. —મીઠા૦

નિષેધક મંડળ— ૯

બીચાદરો! બીચાદરો! બીચાદરો! બસ આવડો!
મહિલા નિષેધ મંડળ.
રે બહાદુરો! રે બહાદુરો! રે બહાદુરો! હો મેમ્બરો!
પુરુષનો ઝુંડો ખરે.

સાહેબરામ—બૈરી ટિનપૉટ,
ગુંદરીઆ—ઇંગ્લીશ બૉયકૉટ,
તોપખાનાવાળા—ઘણા ઉંડા વિચાર,
સોડાવૉટર—પણી બારીકી ચાર.

સર્વ—નિષેધક મંડલ ફરીઓ જંગલ,
જ્યુઆર ઢંગલ મેમ્બર સિંગલ સેલ,
હિપ્ હિપ્ હુર્રે, હિપ્ હિપ્ હુર્રે,
હિપ્ હિપ્ હુર્રે, હુર્રે, હુર્રે, હુર્રે,
હુ— —ર— —રે —વિશારદેશ૦

નગરજનો— ૧૦

કરૂણાનાથ હાથ દે,
વીર એ ભૂપાલને, —કરૂણાનાથ૦
સ્વર્ગ સ્થાપજે,
અચળ શાંતિ આપજે,
કલેશ સકલ તું કાપજે,
વિનતિ ઉર ધારજે,
ઉદ્ધારજે પ્રભુ તાતને —કરૂણાનાથ૦

ઉષા કુમારી— ૧૧

દિલના દીપક છો રે, દયાનાથ ! દિલના દીપક છો,
હાંજી મારી આંખોના પ્યારા રોચન છો દિલના દીપક છો.
વાદળ વરસ્યા પ્રેમ પીયુષનાં ચાતક મુખની માંહ્ય,
ચાતક ઉરમાં આનંદ ઉર્મિ, આજે રહી ઉભરાય—હાંજી૦
પંખી અપંગને પાંખો કનકની, આપી કર્યો ઉપકાર,
ઉડું આકાશમાં, તાતના સાથમાં, તોડીને પીંજરદ્વાર—હાંજી૦

મહિલા સમાજ— ૧૨

બોલો સૌ જય જયકાર,
જય મહિલા સમાજ. —બોલો૦
સોનાનો સૂરજ આજ,
રમણીઓ કેરૂં રાજ,
તરૂણીઓ પ્હેરે તાજ,
જય મહિલા સમાજ. —બોલો૦
ગજાઓ ગામ ગામને,
ધૂજાવો ધામ ધામને,

જગાવો જગ તમામને,
જય મહિલા સમાજ. —ઓલો૦

૧૩

જંગમલ્લ—દિલભર રસભર પ્રમદા !
સરિતા—બોલ વિચારીને બોલ, થઇ જશે નિજ તોલ.
અંધ ન થા અભિમાનની મદમાં,
પીંખી નાખું પલમાં. —દિલભર૦
જાણું તારૂં મોત આજે, છુટ લીધી જો જરાયે,
અહિં નહિ ફાવે, નીચ દૂર તું થા ! હીચકારા જા.
જંગમલ્લ—રસિકા, વનિતા, લલના,
સરિતા—બસ કર મૂરખા, ચુપ કર બાયલા,
નિર્લજ નફ્ટ તું નવ થા;
બસ, ડિંકર જા ! —દિલભર૦

## અંક ૨ જો.

દિલજાન ૧૪

રસપાન કરો, પ્રિય પાન કરો, રસિયા —રસ૦
પ્રેમનો પ્યાલો ભરી પીઓ પીલાવો,
જોબન કેરી કળિ કરમાય કાંઇ,
ચુંબી ચૂસી ચુંટી લૂંટી લ્યો,
પ્રિય પાન કરો —રસ૦

ઉષા— ૧૫

ગઈ એ નિશા, સૂના જીવનની
ખીલી શુભ આશ, આ અંતરની,
ચમકી પ્રેમે જો ઉષા. —ગઇ૦
જોયું જગ કોઇ ન કોઇને ચાહે,
સહસા નભમહિં સ્નેહવીજ થાયે,
મન મંદિરની ભીતરે એ વસી ઉષા. —ગઈ૦

સરિતા — ૧૬

એ શાણા, સ્નેહી, સાદી મ્હેમાની સ્વીકારોને,
કરી દૃષ્ટિ મીઠી સ્નેહીસદન દીપાવોને. —એ શાણા૦
હૈયું ઘેલું આજે પ્રેમ પૂજવાને,
પાદપંકજની રજ ચુંબવાને,
મધુ વાણી સુધારસ ચૂસવાને,
મારા મોંઘેરા મ્હેમાન રંક મહુલી સુહાવોને—એ શાણા૦

દિલરૂબા— ૧૭

મીઠી પ્યાલી છો પ્યારા સનમની
કરી મને ઘેલી તેં તો "લવ"થી —મીઠી૦

દાદીબા—જીગર ડીયર ગુલે ગુલાબ, મહોબતથી ઉભરાય,
દિલરૂબા—સકુનો હેતભર્યાં તુંજ વ્હાલા સુણી
દિલ આ મલકાય,
દાદીબા—ડીયર તું પૂતલી ઈલમની. —મીઠી૦
નેન બાન થકી ઘાયલ હું તો, ભાન ભૂલ્યો દિલદાર,
દિલરૂબા—દિલબર જાઉં તુજપર વારી, નિશદિન હું ગુલઝાર
દાદીબા—ડાર્લિંગ તું ડૉલિ રોશનની —મીઠી૦

પરિમલ— ૧૮

વિવિધ વિભૂતિઓ આત્માની માનવી,
હૃદય મન, શરીર, સૌ આત્મલીલા જાણવી—વિવિધ.
જ્ઞાનબીજ વિકાસ જગમાં ન ઇતર,
એમ સકલ ફલસિદ્ધિ વિભૂતિ આપની—વિવિધ.

ઉષા— ૧૯

જાઓ પ્યારા તો સમ છે આ પ્યારી તણા
ભોળા દિલની વાતલડી સુણી જાઓ ક્યાં, જાઓ ક્યાં ?
પરિમલ—છોડને ઓ રમા. —જાઓ૦
ઉષા— કહી મેં મારા ઉરની, છોડીને સૌ લાજ
ખોલોને મન વ્હાલમા, તલસાવો શા કાજ ?
પરિમલ—પ્યાર શું, પ્રીત શું, હું નહિ જાણું જરા. —જાઓ

નિરંજન— ૨૦

બલિહારી ન્યારી તારી,
શક્તિ અતિ ભારી,
મતિ સમજે ન કાંઇ મારી,
કામ તું અનેરા છે. —બલિહારી૦
સજીને શૃંગાર,
ખરી કીર્તિ અને અધિકાર,
મારી નહિ આપી, આજ દિલને હુલારા છે.
—બલિહારી૦

સરિતા— ૨૧

જોડાજહાલી જોઇ મેં, ચાહું ગરીબીને હવે,
સુખ દુઃખ તડકા છાંયડા, કુદરત તણા રંગો ખરે—જોડાજહાલી૦
છે પ્રેમની મીઠી મઝા, મુફલીસ હાલતમાં રહી,
ના વૈભવોના લોભમાં, અવકાશ પ્રીતિને જરી.
આલમતણી મુસ્તાની હો, વિણ સ્નેહ એ શા કામની,
હાની ખરે શા રોશની, દિલ રોશની જો ત્યાં નહિ.-જોડાજહાલી૦

સરિતા ૨૨

પ્રિય નયને છુપું જાદુ ઓ વ્હાલમા,
રસીલાં મધુરાં નયનો નેહ વચનો ઉચારતાં—પ્રિય૦
હિમત કરી સમજાવો વ્હાલી,
ચુમી લઇ શરમાવો પ્યારી,
નિરંજન—ઓ સુર મારાં, વાહ રહિયાળાં, કામણગારાં,
સરિતા—હાન હસતું સોહામણાં. —પ્રિય૦

સરિતા— ૨૩

દેવીઓ સમી જ્યાં પૂજાતી વનિતા,
સદાએ કલ્યાણી વહે ત્યાં સરિતા,
ભાવિની મુઆશા માનીતાં લલિતા. —દેવીઓ૦
અમરાપુરી ઉતારવી જો હોય આ સંસારમાં
અર્ધાંગનાને આપજો સો સાધનો સંસ્કારનાં,

વિકાસલે ખીલ્યું મનો, દુઃખ જૂલ્મ ને અજ્ઞાનનાં
ગૃહજ્યોતિ ને દેશોન્નતિ નારીતણા સન્માનમાં
ભામિની સુખાશા માનિતાં લલિતા —દેવીઓ૦

લલિતા— ૨૪

માણીલા નિરંજન, સલુણા મારા શામળા,
ભામિની મનાવતી ઓ વ્હાલમા,
બેસાડવી પ્રીતિતણાં સુમોતીડાં એ હંસલા—માણીલા૦
પાન નયનાં કરાવીશું સુધાભર્યાં,
માનજો હો માધવા,
હસાવીશું, રીઝાવીશું, શાણા,
હા રીસાઇશું, જો માનશો ના,
હારશો તો વ્હાલમા૦ —માણીલા૦

ઉષા— ૨૫

અમીઝરણું હૃદયમાં ઝરતાં
સ્નેહે સરતાં, શાંતિ ભરતાં,
રસી રસભરતાં —અમીઝરણું૦
વ્હાલમ આંગણુ નવ ફાલશે,
સુંદરી સુભગા નિશદિન ન્હાશે,
પ્રાણ સખા પલળી પ્રીત માંહે,
અરકડ નવસ્નેહ-સલિલ ઉછળતાં —અમીઝરણું૦

વીરકેદ— ૨૬

વીર નર સૌ રજપુતવર સત્વર થઇ માર્ચ કરો બળવાન,
ચાલો બ્હાદુર, કંપાવો, ધ્રૂજાવો ધરણી આસમાન;
ચમકાવો સમશેર ભાલા ભેદો દૂર અરિના પ્રાણ,
ગન, દારૂગોળ, ને કેનનને છોડી, નાખો દુશ્મન ઘાણ. —વીર૦

# અંકુરો.

અપેક્ષા ૨૭

સુખની આશ જગ છવાય.
આશાથી જીવન જીવાય,
દુ:ખ દરદ સહતાં સકલ,
આશાવાળી બંધાય —સુખની૦
આશનાં ગીતો ગવાય,
ઉત્તમ સૂરો ઝીલાય,
કેફ મધુર સંગીત સુખદ,
દિલના ઘા દિલ સમાય સુખની૦

નિષેધક મંડળ— ૨૮

આજે ઉત્થાપન કરીએ,
મંડળ પાણીચું લઈએ,
મહિલાનો ઝુંડો ધરીએ,
પાઘડીનો વળ ફેરવીએ —આજે૦
નિષેધક મોઢાં કાળાં,
'બૉયકૉટ' કરો ના બાળા,
બસ 'વેલકમ' સૌ સુધારા
બસ 'વેલ્કમ્' સૌ સુધારા —આજે૦

સરિતા— ૨૯

આશાની અણમોલ સુખભરી પલ, બસ ગઈ પ્યારી,
વિષસાગરે ઝરણુ અમી ગયું સૂકાઈ —આશા૦
ખોયું વિરાગે હૃદય નૂર માયા મંહિ મોહી,
પ્રેમસદન નિરખતાં, પ્રતિમા સરીરે. —આશા૦

સરિતા ૩૦

લઉં તારાં વ્હાલા રે ઓવારણાં,
છે દિલમાં ને મુખમાં મીઠી સુધા
નિરાશને ઉગારનાર દિલદારના સખા

વારી જાઉં આક.
બાળ લીધી વિયોગમાં,
ચીરીને દુઃખ વાદળો, ચમક્યા.
એ આદર્શોના ફૂલડા છું ઝણુમાં,
આ પુષ્પને ખીલાવનાર મિત્ર તુજ ચંદ્રમા,
વારી જાઉં આકાશમાં— —લઉં૦

ઉષા— ૩૧

જીવન સકળ સૂનકાર, મંદ અરે! —જીવન૦
આત્મવીણા સૂર પૂરે, આપે દિલાસો રે,
સંગીત પ્રભુ વસાલ, મંદ અરે. —જીવન૦

સરિતા— ૩૨

વ્હાલે બાંધી ભોળીને પ્રેમ બંધથી,
સ્નેહચંદ્ર—બાંધતાં કેદી થયો હું કેદીના સંગથી —વ્હાલે૦
સરિતા—[ત્યારે પ્રેમબંધન એ તો ચેપી રોગ હશે ?]
સ્નેહચંદ્ર—[રોગ નહિ, પણ જાદુઃ ભૂલભૂલામણી.]
સરિતા—મોહિની પ્યારે પાથરી, દિલના અણુઅણુ માંય,
ગઈ માલિકી દેહની, ઉર મન ઘેલાં થાય.
સ્નેહચંદ્ર—પ્રીતિના પાઠ લઉં જાણી,
સરિતા—[ત્યારે પ્રેમજ્ઞાનમાં તો કૃષ્ણ જેવા બાળકજ હશો?]
સ્નેહચંદ્ર—[અનુભવી ગોપિકાની નજરમાં તો બાળકજ]
સરિતા—કિશોર, અહા! કહાનજી. —વ્હાલે૦

સર્વ— ૩૩

શુભ પળ છે મંગલ શાંતિ ભરી,
કરી આહા! નજર દીનપર મધુરી, હરિ!
મુક્તિ આપી દેવીને ઉડાડી અંધી દુનિયાની,
જ્યોત જગમાંય પ્રકટાઈ શુભ સદાની —શુભ૦
સુખી થાયે સૌ સંસાર, દયાલ જગજીવન,
તારનારાં નરનારી પરસ્પરે સુકાની. —શુભ૦

